# પ્રાણીસંરક્ષણ.



अनुष्टुप छंद.

संकल्प सिद्धिराकल्पं कल्पयन्ननुवासरम्
गोसंरक्षण संकल्प कल्पद्रुम इहालये.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

મુંગાપ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનાર
મંડળી.

ઠે. મોરબી.

લેખક નાગરદાસ મુળજી ધ્રુવ.

પરસીયન ટીચર વી. સી. હાઇસ્કૂલ.

મોરબી.

( કીમત—અવલથી આખર સુધી વાંચો તેજ. )


અમદાવાદ આર્યોદય પ્રેસ.

સવત ૧૯૫૨. સને ૧૮૯૬.

श्लोक.

विना गोरसं को रसो भोजनानां
विना गोरसं कोरसो पंडितानां
विना गोरसं कोरसो भूपतीनां
विना गोरसं कोरसो कामिनीनां

## "મુંગા પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનાર મંડળી."

### હજુર વાંચેલો નિબંધ.

તા. ૧૬ મી માર્ચ સને ૧૮૯



મે. પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો.

આજે આ હોલમાં આગળ કદી નહિ જોએલ તેટલી
હાજર જોઇને મને આનંદ થાય છે, પણ તે સાથે ધારતી ર
હોય મારા બોલવાથી આપ સર્વને પૂરતો સંતોષ આપી શ
પણ તે સાથે વડીલો અને મિત્રો પાસે તે માટે દરગુજર ચાહતા
નહિ થાઉં એવી આશાથી "પ્રાણી સંરક્ષણની આવશ્યકતા" ઉપર
બોલ બોલવા રજા લઉં છું.

**પ્રાણી તરફ ક્રૂરતા**—દરેક માણસ જેનામાં થોડે ઘણે અંશે
વિચારશક્તિ હોય તો તેની કસુર સિવાય જો કોઇ તેને દુઃખ દે તો તે
દુઃખ દેનાર અયોગ્ય કાર્ય કરે છે એમ તેને લાગ્યા વિના રહે નહિ; અને
તે ઉપરથી નક્કી થાય છે કે વિવેકબુદ્ધિ ધરાવનાર અને ન્યાયી માણસ
બીજા કોઇને અયોગ્ય રીતે અને તેની કસુર સિવાય દુઃખ દેજ નહિ,
જે તે પોતે બીજા મનુષ્ય કરતાં ... શક્તિમાં ચઢીઆતો હોય
પોતાથી ઉતરતા માણસોને દુઃખ દઇને પૈસા અને શક્તિનો ગેરઉપ-
યોગ નહિ; કારણ કે તે સમજે છે કે લાગણીની બાબતમાં ગરીબ
દાર સરખા હોય છે, અને બળ અને પૈસા એ તો માત્ર ઇશ્વરી
... ભિન્નભિન્નતાનો વિચાર ... સત્તા અને પૈસા અમુક
... જોઇએ કે તે તેનો સદુપયોગ ...
નહિ કે તેનો ... ગેરઉપયોગ.

કોઇ વિદ્વાન માણસ અજ્ઞાન માણસ તરફ ધિક્કારની નજરથી _
, તો તેણે પોતાની વિદ્વત્તાનો સદ્દઉપયોગ કર્યો કહેવાયજ નહિ, કા-
રણ કે વાસ્તવિક રીતે તો અજ્ઞાનની અજ્ઞાનતાથી તેની દયાની લાગણી ઉશ્કેરાવી જોઇએ અને જે માણસ જ્ઞાનની ખામીને લીધે પોતાની સંભાળ લેવાને અશક્ત છે, તેની તેણે સંભાળ લેવી જોઇએ.

પરમેશ્વરે કેટલાંક મનુષ્યને ગોરી અને કેટલાંકને કાળી ચામડીનાં, ટલાંકને ઉંચાં અને બળવાન તો કેટલાંકને ઠીંગણાં અને કમજોર સર-જવેલાં છે. પણ તેથી કાંઇ ગોરી ચામડી અને શારીરિક બળમાંજ ગુ-ણ અને શ્રેષ્ઠતા રહેલાં છે એમ નથી; ઇશ્વરનો ઉદ્દેશ કદિ એમ હોયજ હિ કે ગોરી ચામડીવાળાઓએ કાળી ચામડીવાળા ઉપર ભેદાભેદ ગણી ગુજારવો અગર બળવાન માણસે શક્તિહીનને ચગદી નાંખવાં; પણ બક એજ ઇશ્વરનો ઉદ્દેશ હોવો જોઇએ.

હવે મન અને શારીરિક શક્તિ, ચામડીનું ગોરાપણું, પૈસા સારી સ્થિતિ એ જેનામાં ન હોય તેના ઉપર જૂલમ ગુજા-મ કારણ નથી તેમ પશુ, પ્રાણીને વાચા અને વિચારશક્તિ ન . ાને લીધે માણસમાં તે છે તેથી તે તેમના ઉપર જૂલમ ગુજારવાનું કારણ માની શકાય નહિ. કારણ કે બંનેને સરજાવનાર એકજ ઇશ્વરછે, પશુ, પ્રાણી કાંઇ માણસનાં બનાવેલાં નથી; અને તેઓએ નીચ યોનિમાં જન્મ લીધો તે કાંઇ તેમની પોતાની મરજીને લીધે નહિ પણ ઇશ્વરની ઇચ્છાને અનુસરીનેજ; તેટલા માટે માણસે ઉત્તમ યોનિમાં જન્મ લીધો તેમાં કાંઇ તેની બહાદુરી અને પશુઓ નીચ યોનિમાં ઉત્પન્ન થયાં તેમાં તેમની કસૂર કાંઇજ નથી. માટે જેટલે દરજ્જે ગમે તે યોનિમાં રહી ફ-રજ અદા કરે છે તેના પ્રમાણમાંજ તેઓ માન અપમાનને પાત્ર થાયછે.

વળી પશુની લાગણી ની લાગણીથી કોઇપણ દરજ્જે રતી નથી. માણસના જેવીજ લાગણીનો ઇંદ્રિઓ તેને છે. અને મ કાંઇ દુઃખ થાય તો વાચાશક્તિને લીધે તે બોલીને જણાવી શકે પશુ પણ બરાડા પાડીને તે જણાવે છે. પણ તેને વાચા ન ને લાગતુંજ નથી એમ માનવું એવકૂફીભરેલું છે. વળી બળવાન અને શક્તિહીનને જેમ એ ચ

શારીરિક આકૃતિના જુદાપ

. નથી. રંગ અને કદના જુદાપણાને લીધે એક બીજા ઉપર જૂલમ ગુજારવાને જેમ માણસજાતને સત્તા નથી તેમ કદના જુદાપણાનું કારણ બતાવી પશુ ઉપર પણ ઘાતકીપણું ગુજારવાનો તેને અધિકાર નથી.

એક માણુસ બીજા માણુસને દુઃખ દે તો તે માણુસને વાચા હોવાથી ફરિયાદ કરી શકેછે, અને પોતાને દુઃખ આપનારને તે બતાવી શકે છે, અને બીજા માણુસો તેની તરફેણ કરીને જૂલમગારને યોગ્ય સજા કરાવે છે. પણ નિરાધાર પશુ, પક્ષી જેવાં કે ગાય, બકરી, કબુતર વગેરે વાચા ન હોવાને લીધે પોતાનું દુઃખ બીજાને કહી શકતા નથી. તથા પોતાના ઉપર જૂલમ ગુજારનારને બતાવી પણ શકતાં નથી. વળી મનુષ્યના અન્યાય સામે તો દરેક દેશમાં કાયદા હોય છે તેથી જેના ઉપર જૂલમ ગુજર્યો હોય તે ન્યાય મેળવી શકે છે; પણ પશુવર્ગમાંથી તેમના ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવાને કોઇ સહાય્યક યા વકીલ મળવો સંભવતો નથી. ઉગતા સૂર્યને તેમજ મોટા માણુસને સર્વકોઇ પૂજે છે પણ અનાથના બેલી થવું તેજ ઉદાર બુદ્ધિના મહાશયોની પ્રથમ ફરજ છે અને ઇશ્વર પણ તેથીજ રાજી રહે છે.

એક માણુસે બીજા માણુસને કાંઇ નુકસાન કર્યું હોય તો તે ધારે તો તેનો બદલો આપી શકે છે, તેની વિપત્તિ દૂર કરી શકે છે, તેની પૈસા સંબંધી સ્થિતી સુધારી શકે છે પણ પશુના સંબંધમાં તેમ બની શકે તેમ નથી. કોઇ માણુસે મજાકની ખાતર યા ઘાતકીપણે કોઇ પશુનો પગ ભાગી નાંખ્યો અથવા તેની આંખ ફોડી નાંખી તો તેનો બદલો તે કદાચ આપવા ધારે તોપણ કેવી રીતે આપી શકે ? પશુને માણુસનાં પૈસા અથવા કપડાં કાંઇ ઉપયોગનાં નથી; અને પશુને માટે પરમેશ્વરે જે સ્થિતિ નિર્માણ કરી છે તેથી ઉંચી સ્થિતિએ પણ તે તેને પહોંચાડી શકતો નથી. કદાચ તે પશ્ચાત્તાપ કરે તોપણ સમજશકિત ન હોવાને લીધે તે બિચારા પશુનું દુઃખ કાંઇ ઓછું થતું ન[illegible] ટુંકામાં પશુને કરેલ હાનિનો બદલો કોઇ પણ રીતે આપી શકાય તેમ નથી.

**પ્રાણીનું ઉપયોગીપણું**—પરમકૃપાળુ પરમેશ્વરે આ સૃષ્ટિ ઉપર જે જે ચીજો બનાવી છે તે એક બીજાની જોડે નિકટ સંબંધ ધરાવેછે અને [illegible] બીજાનાં સંરક્ષણાર્થે ઉપયોગી થઈ પડે છે. ધરતી પંચમૂળતત્વોને [illegible]ી રહી છે. ધરતીને આધારે ઝાડ, છોડ વગેરે જીવે છે. ઝાડ[illegible]ણી પોતાનો નિર્વાહ ચલાવે છે, એટલે કે ધરતી એ ઝાડ-

જીવડાં એ પક્ષીએ.
નો ખોરાક, ઝાડ નાનાં જીવડાંનો ખોરાક, નાનાં જીવડાં એ પક્ષીએ. અને લય અને
ખોરાક અને પક્ષી એ જંગલી પશુઓનો ખોરાક છે. અને લય અને
ઉદયના નિયમને અનુસરીને લય થયા પછી ઉપરથી ઉલટી રીતે જંગલી
પશુઓ ગીધ, સમડી વગેરે પક્ષીઓનો ખોરાક, પક્ષી જીવડાંનો, જીવડાં
ઝાડનો, અને ઝાડ અંતે ધરતીનો ભોગ થઇ ઉપયોગી થઇ પડે છે.
આ પ્રમાણે એક બીજાના ઉપયોગ અર્થે સર્વને ઉત્પન્ન કર્યાં છે. કુદ-
તરત ઘરનું રક્ષણ કરે છે, હાથી, ઉંટ, ઘોડા ભાર ખેંચવા અને સવારી-
ના કામમાં આવે છે, ખેતીવાડીનો આધાર બળદ ઉપર છે, ગાય આપ-
ણને દૂધ આપે છે, ઘેટાં ઉન પૂરૂં પાડે છે, રેશમ બનાવનાર કીડો આ-
પણા માટે રેશમ બનાવે છે, મધમાખ મધ ઉત્પન્ન કરે છે, માછલી જેવું
અલ્પ પ્રાણી પણ મોતી જેવો અમૂલ્ય પદાર્થ જે તેને કાંઇપણ ઉપયોગી
નથી તે આપણા માટે બનાવી આપણને સહાય કરે છે; પણ માણસનું
તો કાંઇ ઉપયોગમાં આવતું નથી. તે પોતાની સમજશકિત અને દયાની
લાગણી વડે જે ઇશ્વરની સૃષ્ટિની સેવા બજાવે છે તેમાંજ તેનું ઉપયોગી-
પણું રહેલું છે. અને તે જ્યારે તે ન કરે ત્યારે બકરીના ગળાપરની જીભ-
ની માફક તેની જીંદગી બોજારૂપ છે અને તેવો માણસ ઘાસ ખાતો
નથી એ પ્રાણીઓનું મોટું ભાગ્ય સમજવું. પ્રાણીસંરક્ષણ જેવું મહાન
કાર્ય એક માણસથી બની શકે નહિ. તેમાં ઘણા માણસના ઐક્યની જ-
રૂર છે અને આવાં અલ્પ પ્રાણીઓ પણ આપણને આટલી બધી મદદ
કરે છે અને સુખનાં સાધનો મેળવી આપે છે તો પછી મનુષ્ય જે શ્રેષ્ઠ
પ્રાણી છે તેણે તો એક બીજાને મદદ કરવીજ જોઇએ. અને તેમ કર-
વાથી તે પોતાની ફરજ અને ઇશ્વરની ઇચ્છાને અનુસરવા ઉપરાંત કાંઇ
વધારે કરતો નથી. જેમ એક મહેલ બાંધવો હોય તો તે એક માણસથી
બની શકે નહિ કારણ કે પાયો ખોદવો, ઇંટો પાડવી, ભીંત ચણવી, છા-
પરૂં ચાળવું, બારીઓને માટે કાચ બનાવવા તે એક માણસથી બની
શકેજ નહિ તેમ આવું મહાન કામ જો કોઇ એકલો માથે લે તો તે કેમ
પાર પડી શકે? પણ જો બીજાઓ તેમાં મદદ કરે તો તે કાંઇ મુશ્કેલ
સંહતિ: कार्यसाधिका.
લાગે નહિ કારણ કે, संहतिः कार्यसाधिका.
આ મોટા લંબાણ વિવેચનથી હું ફક્ત એટલુંજ સાબીત કરવા ઇ-
ચ્છું છું કે પશુપ્રાણીની રક્ષા કરવી તે તેના ઉપર ઉપકાર તરીકે
તેઓ આપણને અનેક રીતે મદદ કરે છે તેથીજ અને તે

નું સંરક્ષણ કરવું તેમાં પ્રથમ સ્વાર્થ, પછી ફરજ અને પરમાર્થ તો માત્ર નામનોજ છે.

ક્રૂરતા અને ઉપયોગીપણા ઉપર આટલું કહી બાદ વિષય ઉપર આવતાં પહેલાં જણાવવાની જરૂર જણાય છે કે તમામ પ્રાણીના ઉપયોગીપણા વિષે તફસીલવાર બોલવા જાઉં તો મને ખાત્રી રહે છે કે ઘણુંજ લંબાણ થઇ જાય તેથી મુંગા પ્રાણીઓમાં શ્રેષ્ઠ એવી જે ગાય તેનાજ સંબંધમાં હું આજે બે બોલ કહીશ અને ભવિષ્યમાં તક આપશો તો બીજા અબોલ પ્રાણી વિષે પણ મારા નાચીઝ વિચાર આપ હજુર રોશન કરીશ. હિંદુસ્તાનની સ્થિતિ વિષે આપણે ઘણુંજ થોડું જાણીએ છીએ. અને ગયા વખતના આપણાં જાહોજલાલી અને સુધારાના ઇતિહાસનો સંપૂર્ણ અભ્યાસ ઘણાજ થોડાએ કર્યો હશે. નાનું બચ્ચું જેમ એકડેએકથી શરૂઆત કરે છે તેમ આપણા દેશની ભૂતકાળની સ્થિતિ વિષે પ્રથમથીજ આપણે અભ્યાસ કરવો જોઇએ; અને તેમ કરવાથી હિંદુસ્તાન ભપકાથી ભરપૂર, જુદી જુદી પ્રજાનું ઉત્પત્તિ સ્થાન, દયાનો સાગર, સુધારાનું મધ્યસ્થળ અને ખેતીવાડીને લીધે દોલતથી ભરપૂર આપણને માલમ પડશે. આ ઉમદા ચીજોએ મુસલમાન અને બીજા પરદેશી લોકોને આ દેશ ઉપર હુમલા અને લુટફાટ કરવાને લલચાવ્યા અને તેમની લુટ અને જુલમને પરિણામે આ દેશની સુપ્રસિદ્ધ સોનાની મહોરો ક્યાં હતી તેનો પત્તો પણ અત્યારે નથી. તેની જાહોજલાલી અને સમૃદ્ધિ આ પ્રમાણે લુંટાવા સાથે ગાય જેને દરેક હિંદુ માતા રૂપે ગણે છે તથા તેના તરફ પૂજ્યતાની લાગણીથી જુએ છે તેનો પણ નાશ થવા લાગ્યો. પણ તે બિચારી રડતી આંખે કોના તરફ જુએ; જેના ભીષ્મ, અર્જુન અને શિવાજી જેવા સહાયક અને રક્ષણકર્તા હતા તે આજે નિરાશા અને દુઃખનો ઉદ્ગાર કોના મોં આગળ કાઢે!!! અને તેને માટે અર્જુને જેમ વનવાસ વેઠ્યો તેમ દુઃખ વેઠનાર નીકળે પણ કોણ?

હિંદુસ્તાનની નિર્ધન અવસ્થાના કારણોમાં મુંગા પ્રાણીની કતલ એ મુખ્ય કારણ છે. છેલ્લાં વીસ વર્ષમાં વધારેને વધારે કતલ ચાલવાથી ખેતી સડી; તેને લઇને બેકૂલ અને તેને લીધે દેશની સ્થિતિ કંગાળ થતી ચાલી છે. દયાળુ ગૃહસ્થો! ગૌમાતાની ફરિયાદ તો તમે સાંભળો? તે શું



" મુઆ! તમારી મા મરી જતાં હું તેની ખોટ પૂરી પાડું છું;

મારા અમૃત જેવા દૂધથી બચપણમાં તમને ઉછેર્યું, યુવાવસ્થામાં અને ઉત્સાહ બક્ષ્યું, ઘડપણમાં શક્તિ આપું છું, અને હું મરી ગયા પછી પણ નકામી થઇ પડતી નથી. મારી ચામડીથી તમારા પગનું ટાઢ તડકામાં રક્ષણ કરૂંછું. તો પછી મારી કતલ થતી જોવાથી તમને દયા નથી આવતી ? પોતાની ચામડીના જોડા કરી પહેરાવનારના ઉપકારનો બદલો તમે આ રીતે આપોછો ? મારી આ આજીજીથી તમને કાંઇપણ લાગણી નથી થતી ?"

સદ્‌ગૃહસ્થો ! ગૌમાતાની ઉપરની ફરિયાદથી આપણાં હૃદય ન પીગળે તો તે ખરેખર પથ્થરનાંજ હોવાં જોઇએ. તેના કહેવામાં કેટલું બધું સત્ય છે છતાં આપણાથી તેના સંરક્ષણાર્થે કાંઇ બની શકતું નથી એ નવાઇ જેવું છે ! ભારતવર્ષના પુત્રોએ આવાં કાર્યમાં તન, મન અને ધનથી બનતી મદદ કરવી જોઇએ, અને દેશની આબાદીનું મૂળ જે ગાય તેના રક્ષણાર્થે કમર કસવી જોઇએ.

આવા સ્વદેશહિતના કામમાં પોતાની જાતને લાભ યા નુકસાન થાય તેની દરકાર રાખવી ન જોઇએ કારણ કે એક જ્ઞાતિ અથવા પ્રજાના લાભને માટે અમુક માણસો પોતાનો સ્વાર્થ બાજુ મૂકે તોજ તેઓ કાંઇ કરી શકે. અને તેટલા અમુક માણસના સુખના ભોગે જો આખી પ્રજાની સ્થિતિ સુધરતી હોય અને દેશને લાભ થતો હોય તો બેહેતર છે કે તેવા થોડા માણસોએ પોતાની માતૃભૂમિને માટે સહન કરવું.

ગૃહસ્થો ! ગાયને મારી ન નાંખતાં જીવતી રાખવાથી બેશુમાર ફાયદા છે. જેમાંના થોડા ઘણા હું અત્રે જણાવીશ. ઓછામાંઓછું સવાર સાંજ થઇને બશેરથી વધારેમાં વધારે ચોવીશેર દૂધ આપી શકે તેવી ગાયો આ દેશમાં છે. પણ આપણે તો બંનેની વચ્ચેનો આંકડો લઇએ. તેટલા માટે સવાર સાંજ મળીને ૧૨ શેર દૂધ આપનાર ગાયનો દાખલો આપણે લઇએ. આ પ્રમાણે એક મહિનામાં ૯ અને એક વર્ષમાં ૧૦૮ મણ દૂધ એક ગાય આપી શકે. હવે ગાયનું આયુષ્ય આપણે ૩૦ વર્ષનું લેખીએ. તેમાં તે દશ વખત વિઆય. આથી દશ વર્ષમાં એક ગાય આપણને ૧૦૮૦ મણ દૂધ ઉપરાંત ધારો કે ચાર વાછરડી અને છ વાછરડા આપી શકે. આ દૂધ આપણે ૧॥ રૂપિએ મણ વેચીએ તો તેના દશ વર્ષના દૂધના ૧૬૨૦ રૂપિયા ઉપજે; અથવા તો માથાદીઠ રોજ ર દૂધ આપીએ તો તેમાંથી ૨૧૬૦૦ માણસનું પોષણ થઇ "

યના ખોરાકી વગેરે ખર્ચ દરમાસે આશર [illegible] ૪ થાય. તેથી તેની આખી જીંદગી જે આપણે ૩૦ વર્ષની ગણુ [illegible] તેના ૧૪૪૦ રૂપિઆ બાદ જતાં ૧૮૦ રૂપિઆ નફાના રહે, એટલે કે એક ગાયે દર વર્ષે છ રૂપિઆ નફાના રહે. હવે તેના વાછરડાની ઉપજ લઇએ. એક બળદ ઓછામાં ઓછા બાર વર્ષે કામ કરી શકે. અને દરવર્ષે ઓછામાં ઓછું ૧૦૦ મણ અનાજ થાય તેટલી ખેડ કરી શકે અને તેથી બાર વર્ષમાં ૧૨૦૦ મણ અનાજ ઉપજાવી શકે. અને તે અનાજ સવા રૂપિએ મણ વેચીએ તો ૧૫૦૦ રૂપિઆ ઉપજે અથવા જણદીઠ બશેર અનાજ વહેંચી આપીએ તો તેમાંથી ૨૪૦૦૦ માણસનું ગુજરાન ચાલે. હવે બળદની ખોરાકી ખર્ચના ૧૪૪૦ રૂપિઆ બાદ કરીએ તો ૩૦ વર્ષમાં ૬૦ રૂપિઆ નફો રહે. એટલે દરેક બળદે દર વર્ષે બે રૂપિઆ નફાના રહે. અને આ પ્રમાણે એક ગાય અને એક બળદમાંથી વર્ષે આઠ રૂપિઆ નફો રહે અથવા તો દૂધ અને અનાજ ઉપર ૪૫૦૦૦ માણસનો નિર્વાહ ચાલે. હવે તે ગાય અને બળદને મારી નાંખીએ તો વધારેમાં વધારે ૨૦૦ ઉપરાંત માણસ તેમાંથી ધરાય નહિ. અરે ! આવાં ઉપયોગી પ્રાણીને મારી નાખવાં એ પાપજ નહિ પણ મોટો ગુન્હો ન ગણાય ?

ગાયને જીવતી રાખવાથી થતા લાભ તો આપણે તપાસ્યા, પણ તેને મારી નાંખવાથી શું થાય છે તે જોવાની જરૂર છે; અલબત આ બાબત બોલતાં હૃદય કંપે છે અને લાગણીઓ દુઃખાય છે, પણ ગાયને મારી નાંખવાથી થતું નુકસાન બતાવ્યા સિવાય તે કેટલું સંગીન અને તેમ કરવાનું પરિણામ કેટલું ભયંકર છે તે કલ્પી શકાય નહિ; માટે માફ કરશો. મરી ગએલ ગાયનું વજન ૧૫૦ શેર ગણી શકાય. અને એક ગાય, એક બળદનું વજન આપણે ૩૦૦ શેર ગણીએ હવે તેની કિંમત આશરે એક આને શેર ગણતાં આશરે ૧૯ રૂપિઆ થાય. આથી વેચનારને સેંકડે આશરે બાર ટકા નફો રહે એમ માનીએ તો તેને એક ગાય અને બળદને મારી નાંખીને વેચતાં બે રૂપિઆ નફો રહે; જ્યારે તે જીવતાં હોય તો આગળની ગણતરી મુજબ આઠ રૂપિઆ નફો રહે. આ પ્રમાણે એક ગાય અને બળદને મારી નાંખવાથી વર્ષે છ રૂપિઆનું નુકસાન થાય છે. સવાર સાંજના ૧૨ શેર દૂધના હિસાબે આ પરિણામ આવે છે. હવે સવાર સાંજ મળીને બાર શેર દૂધ ગણવામાં, ગાય પોતાની જીંદગી દરમીયાન દશ વર્ષ દૂધ આપી શકે અને બળદ બાર વર્ષ

ખેડ કરી શકે એમ મ        મેં અતિશયોક્તિ કરી હોય એમ આપ લાગે છે ? અને લીધેલા  .કડા હદમાંજ હોવાને લીધે માત્ર કલ્પના મુજબજ લીધેલા છે એમ માનવાનું પણ કાંઇ કારણ નથી. આમાંથી એક પણ વધારે પડતો આંકડો બતાવશો ?

ગૃહસ્થો ! ઉપર આપેલા સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારના આંકડાથી જો કે મને તો શિક્ષકનો ધંધો હોવાને લીધે કંટાળો આવ્યો નથી તોપણુ આપને તો કંટાળો ઉપજ્યો હશે. પણ મને બોલવાની છૂટ આપી છે અને સાંભળવાની ઇચ્છા બતાવી છે તો પછી કંટાળો આપું તોપણ ક્ષમા કરી ધીરજથી સાંભળશો એમ આશા રાખું છું.

દર વર્ષે હિંદુસ્તાનમાં કેટલું ગૌમાંસ જોઇએ છીએ અને તેને લીધે કેટલી નિરાધાર, નિરપરાધી ગાયોનો સંહાર થાય છે તે જણાવીશ. આ દેશમાં હમેશ ગૌમાંસાહારી મ્લેચ્છોની સંખ્યા આશરે ૮૫૦૦૦ની છે, અને તેમાંના દરેકને દરરોજ એક શેર ગૌમાંસ ખાવા આપવાનો ધારો છે; અને આ પ્રમાણે તેઓને દરરોજ ૮૫૦૦૦ શેર ગૌમાંસ જોઇએ અને એક મારેલી ગાયના ૧૫૦ શેર વજનના હિસાબે દરરોજ ૫૬૭ અને દર વર્ષે ૨૦૬૯૫૫ ગાયો ફકત એમનેજ માટે મારવામાં આવે અને આ હિસાબે ગયા ૩૦ વર્ષમાં ૬૨૦૮૬૫૦ ગાયોનો સંહાર થયો. ઉપરના જેટલીજ સંખ્યા રોગને લીધે પણ મરી ગઇ હશે. આ સિવાય બીજા મ્લેચ્છો આ દેશમાં વસેછે તેનો હિસાબ તો મેં ગણ્યો પણ નથી. વળી ગણતરી ઉપરથી સિદ્ધ થયું છે કે હિંદમાં વસતા મ્લેચ્છોને હાથે દરરોજ ૮૩૩૩ ગાયોનો નાશ થાય છે. આ પ્રમાણે એકંદર કરતાં દરરોજ ૫૬૭+૮૩૩૩=૮૯૦૦ ગાયો મરે છે, અને આ પ્રમાણે દર વર્ષે ૩૨૪૮૫૦૦ ગાય બળદનો નાશ થાય છે. આગળ ગણતરીથી મેં બતાવ્યું છે કે એક ગાય અને બળદને મારી નાંખવાથી આશરે છ રૂપિઆનું નુકશાન થાય છે અને એ હિસાબે ૩૨૪૮૫૦૦ ગાય બળદના નાશથી $\frac{૩૨૪૮૫૦૦}{૨}\times\frac{૬}{૧}$=૯૭૪૫૫૦૦ રૂપીઆ જેટલી મોટી રકમનું દેશને પ્રતિવર્ષ નુકશાન ખમવું પડે છે. આ દરેક જીવની કિંમત આપણે ઓછામાં ઓછી દશ રૂપિઆ ગણીએ તો કુલ ૩૨૪૮૫૦૦૦ રૂપિઆ થાય. ગાયોનું રક્ષણ કરી દેશને આ મહાન નુકશાનમાંથી બચાવવામાં આવે તો હિંદની દરિદ્રતા દૂર થાય. આ ઉપરાંત ખાતર વગેરેની કિંમત તો મેં ગણીજ નથી. સદ્‌ગૃહસ્થો ! આંકડા આપ્યા સિવાય દે-

શને ગોવધથી કેટલું નુકસાન થાય છે તે ... શકાત નહિ અને તેટલા માટે આપને કંટાળો ઉપજે ... શને કેટલું સંગીન નુકસાન થાય છે તે બતાવવાની ખાતર એ... કંટાળાભરેલો રસ્તો લેવાની જરૂર પડી હતી. પણ હવે બનતા સુધી આંકડાથી દૂર રહીશ એવી ખાતરી આપી આગળ બોલુંછું.

આપણા ડાહ્યા અને " દૂરઅંદેશી " બાપ દાદાઓએ ગોમાંસનો શાસ્ત્રમાં પ્રતિબંધ કરવામાં બહુ ડહાપણ વાપર્યું છે કારણ કે આપણે હિંદુઓ ધર્મની બાબતમાં બહુ ચુસ્ત છીએ અને ધર્મમાં જેનો પ્રતિબંધ હોય તેને કદિ છેડતાજ નથી. અને તેથી દેશને ગોવધથી કેટલું નુકસાન છે તે બતાવીને ગોવધ ન કરવા આપણને સૂચના કરે તો તે તેજ દિવસે ભુલી જવામાં આવે એવી ધાસ્તીથી ધર્મના બાધને અગત્યતા આપી છે. અને તેમ કરતાં આ દેશ જેનો તમામ આધાર મુખ્યત્વે કરીને ખેતી ઉપર છે તે પૂરતી રીતે તેમના ધ્યાનમાં હશેજ એમ માન્યા વગર છૂટકો નથી.

ખેતી ઉપર જેનો તમામ આધાર છે તેવો હિંદુસ્તાન દેશ જેની વસ્તી ગ્રેટબ્રિટન અને આયર્લાંડ કરતાં આશરે સાત ગણી વધારે છે અને જેનો સેંકડે ૮૦ ટકા જેટલો ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખનારો છે જેમાં એક રાજા અથવા નવાબથી માંડીને એક મજુર અથવા સિપાઇ સુધીનો દોલત અને આબાદીનો આધાર ખેતી ઉપર છે, એટલુંજ નહિ પણ જેનો આજીવિકાનો આધાર પણ ખેતી ઉપર છે તે દેશમાં ગાયો જે ખેતીવાડીનું પ્રથમ અને સર્વોત્તમ સાધન છે તેને સારી રીતે ઉછેરવા ઉપર ઘણું ધ્યાન આપવાની જરૂર છે. ઘી, દૂધ અને અનાજના દિન પ્રતિદિન વધતા જતા ભાવ શું બતાવે છે? માત્ર એટલુંજ કે તેના ઉત્પત્તિસ્થાનો જે ગાયો તેનો વધારે ને વધારે નાશ થતો જાય છે.

આપણે વારંવાર ખેડૂતોને મોઢેથી સાંભળીએ છીએ કે જમીનમાંથી રસ જતો જાય છે. ગાયોની કતલને લીધે ખાતર ઓછું થવાથી આમ થાય એ સ્વાભાવિક છે, પણ પાક ઓછો થવાનું માત્ર તે એકજ કારણ નથી. બળદની અછત અને ઉછેરવા ઉપર બરાબર ધ્યાન ન અપાતું હોવાથી શક્તિહીન બળદોને લીધેજ ખેતી અપૂર્ણ થાય છે. અને પાક ઓછો થવાના ઉપરના કારણ કરતાં આ કારણ અને વધારે મજબૂત જણાય છે. આપણા ખેડૂતો જે પચાસ વર્ષ અગાઉ ઘણી સારી સ્થિતિમાં હ-

તા તેને આજ [illegible] અને ચીથરેહાલ જોઇએ છીએ. અને આ દેશ જ્યાં પૂર્વે [illegible] વખારો દુકાળની સામે સાવચેતી તરીકે ભરી રાખવામાં આવતી [illegible]. જેને લીધે તેને "કોઠાર" (Granary) નું ઉપનામ મળ્યું હતું ત્યાં આજે સવારે શેર અને સાંજે શેર ધાન્ય, તે પણ મહા મુશ્કેલીએ, લાવીને ખાવાનો વખત આવ્યો છે. કેટલાક તરફથી મેં એમ સાંભળ્યું છે કે ખેતીવાડીમાં યૂરોપની આધુક વરાળયંત્રો અને બીજા સંચાઓ શા માટે કામે લગાડવામાં નથી આવતા ? ગૃહસ્થો ! આમ કહેવું એ બહુ સહેલું છે પણ આ નિર્ધન દેશમાં તેવા કિંમતી સંચાઓ પોશાય તેમ છે ? હિંદુસ્તાનની ગરીબાઇ વિષે બહુ મોટા વિદ્વાનોએ લખેલું છે અને તે ગરીબ છે તેતો સર્વમાન્ય વાત છે. છતાં તે સાબીત કરવાની જરૂર હોય તો આપણે તેમ કરીએ. ઇગ્લાંડમાં માથાદીઠ માસિક આવક આશરે રૂ. ૧૦૦, જર્મનીમાં ૭૫, ફ્રાન્સમાં ૫૦ અને તુર્કસ્તાન જે યૂરોપમાં સૌથી ગરીબ દેશ ગણાય છે તેની માથાદીઠ માસિક આવક ૨૫ રૂપિઆ છે. પણ હિંદુસ્તાનમાં જણ દીઠ માસિક પેદાશ અઢી રૂપિઆ આવે છે. આ આંકડા મરજીમાં આવે તેમ મૂકી દીધેલા નથી, પણ મોટા વિદ્વાનો જેવા કે—સર વિલિયમ હંટર, સર એવલીન બેરીન, સર ડેવીડ બાર્બદ અને સ્વદેશ ભક્ત દાદાભાઇ નવરોજજીએ વર્ષોનાવર્ષ સુધી બારીક અભ્યાસ અનુભવથી જે મેળવેલા છે તે છે. હું પૂછુંછું કે વાર્ષિક ૩૦ રૂપિઆની આવકમાંથી પેટનું પરૂં કરતું, છોકરાં પરણાવવાં, સરકારને હજારો કર ભરવા અને તે ઉપરાંત ૫૦૦૦૦ રૂપિઆની કિંમતનાં વરાળયંત્રો ખરીદ કરી શકે એવી સ્થિતિમાં આ દેશના ખેડુત છો આમ હોવાથી ગાયોનો થતો નાશ અટકાવી તેમનું સંરક્ષણ કરવાના ઉપાય નહિ લેવામાં આવે તો દિનપ્રતિદિન આ દેશ વધારેને વધારે ગરીબ થતો જશે.

ગૌવધથી ખેતીને જે મોટું નુકશાન મેં બતાવ્યું છે તે માત્ર કલ્પનાશકિતને આધારે નહિ પણ સાબીત કરીને બતાવેલું હોવાથી અને સર વિલિયમ હંટર જેણે આ દેશનો ઘણો સારો અનુભવ મેળવેલો છે તે પણ કહે છે કે સારી ખેતીના રસ્તામાં પ્રથમ અને સૌથી મોટી હરકત બળદની તંગી અને તેમનામાં શકિતની ખામી છે તેથી, અને સરકારના ખેતીવાડી ખાતાના સેક્રેટરી મી. હ્યુમ કહે છે કે ઢોરના નાબુદી [illegible] ખાતરની તંગી ખેતીના સુધારાની વચ્ચે આવે છે. તેથી દિન પ્રતિદિન ખેતી

અને તેને લીધે આ દેશની દુર્બળ અવસ્થા.

ખેતીવાડીના આ સર્વોત્તમ સાધન ગાય.

વાથી વેપારને કેટલું નુકસાન થાય છે તે હવે અ... ...વા.

ખરા વિદ્વાનોનો એવો મત છે કે જો કે હિંદુસ્તાનની ઋતુ નિયમિત અને મજુરી પણ ઓછી છે તોપણ બળદની પૂરતી સંખ્યા ન હોવાને લીધે પાક ઓછો થવાથી ઇંગ્લાંડમાં આ દેશના ઘઉં અમેરિકા અને રૂશિઆના ઘઉંના ભાવ સાથે સરખાવતાં મોંઘા પડે છે; અને તેથી જ્યાં સુધી સરકારના વેપાર અને ખેતીવાડીના ખાતાવાળાઓ પાક ઓછો થવાનાં કારણની બારીકીથી તપાસ કરીને તે અટકાવવાના ઉપાય નહિ યોજે ત્યાં સુધી આ ભારતવર્ષ હરહમેશ નિર્ધન થતો જશે અને પરિણામે શું થશે તે કહી શકાય નહિ. ગૃહસ્થો ! આ ઉપરથી આપને જણાશે કે ગાયના સંરક્ષણમાં આપણો પોતાનો સ્વાર્થ છે, તેથીજ માત્ર આપણે તેનો બચાવ કરવાનું કહેતા નથી પણ વેપારની નજરે જોતાં ઇંગ્લાંડનો લાભ પણ તેમ કરવામાંજ સમાએલો છે. કારણ કે ઇંગ્લાંડ સાથે આપણો મુખ્ય વેપાર ઘઉં, રૂ, ને ઉનનો છે. જેનો પુષ્કળ પાક થવાનો આધાર ખેતીવાડી ઉપર છે અને સારી ખેતીનો આધાર ગાય ઉપર છે. તેથી તેના રક્ષણ અને સ્થિતિ સુધારવા ઉપર ધ્યાન ન અપાય તો પરિણામે આ દેશને ભૂખમરો અને ઇંગ્લાંડને મોટા નુકસાન સિવાય બીજું નથી. આ રીતે ગાયનું સંરક્ષણ કરવામાં ઇંગ્લાંડનો સ્વાર્થ સમાએલો છે છતાં કોણ જાણે શા કારણથી આંખ ઉઘડતી નથી. રાજકીય નજરે જોતાં પણ બંને દેશના લાભ ખેતીવાડીને ઉતેજન આપવામાં સમાએલા છે. સારી ખેતીથી પાક પૂરતો થાય છે. પાક પુષ્કળ થવાથી વેપારની વૃદ્ધિ થાય છે, અને વેપારની વૃદ્ધિથી રૈયત અને રાજ્ય કર્ત્તા બંનેને લાભ છે. લઢાઇ અથવા એવો બીજો પ્રસંગ આવે તો રૈયતનો પૈસો રાજ્ય કર્ત્તાને કામ લાગે છે, પણ ભૂખે મરતો દેશ શું મદદ આપી શકે? હિંદુસ્તાનની સરકાર એ એક મોટા જમીનદાર રૂપ છે અને જમીનદાર તરીકે તેની ફરજ છે કે ખેતીનાં સાધન વધારવાં અને તેમ હોવાથી સારા બળદની ઉત્પત્તિઅર્થે ગાયોનું સંરક્ષણ કરવું તે પણ તેની ફરજ ઠરે છે. ખેડૂત પૈસાદાર હોય તોજ જમીનદારને સારી આવક થાય છે, પણ જો સરકાર ગાયોની સ્થિતિ સુધારવાને અને તેની સંખ્યા વધારવાને પૂરતો યત્ન નહિ કરે તો આટલી મોટી સંખ્યામાં ગાયોનો નાશ થતો હોવાથી

અદૃશ્ય થશે, તેમ થવાથી ખેતી તદ્દન
...ત્રાથી વેપાર પણ તદ્દન ભાગી પડશે, અને
... અને રાજ્યકર્તા ઉપર શું શું અસર થશે તે ક-
...ાય નાં.

હિંદુઓ ગાયને પૂજ્ય અને પવિત્ર ગણે છે તેથી તેમણેજ તેનું સં-રક્ષણ કરવું જોઇએ એમ નથી. હિંદુ અને મુસલમાન બંને આ દેશના વતની છે અને જો તેઓ પોતાની માતૃભૂમિની ઉત્કર્ષતા ઇચ્છતા હોય તો જેટલે દરજ્જે હિંદુઓ તેનું રક્ષણ કરે છે તેટલે દરજ્જે મુસલમાનોએ પણ કરવું જોઇએ. વળી આ સિવાય બીજાં કારણો પણ બતાવું છું. "હદીસ" માં કહ્યું છે કે ગાયનું માંસ રોગનું ઘર છે. પણ તેનું દૂધ દવા તરીકે કામમાં આવે છે. અને તેનું ઘી તનદુરસ્તી અને શક્તિનું મુખ્ય સાધન છે. આ ઉપરથી મુસલમાન ભાઇઓને જણાશે કે ગૌમાંસ તનદુરસ્તીને નુકસાન કર્તા હોવા ઉપરાંત ગાયના વધથી દવા અને બળના સાધનો તેઓ ઓછા કરે છે. હજી વધારે આધારની જરૂર હોય તો તે હું આપું છું.—શહેનશાહ જહાંગીર પોતાને હાથે લખેલા પોતાના જીવન ચરિત્ર "તુઝકે જહાંગીરી" માં લખે છે કે "મારા પૂજ્ય પિતાના (અકબર) વખતથી ચાલતા આવેલા રિવાજ મુજબ હું ફરમાન કરૂં છું કે મારા રાજ્યાસને આવવાના પહેલા વર્ષે એક દિવસ, બીજા વર્ષે બે દિવસ અને એ પ્રમાણે દર વર્ષે એક એક વધારે દિવસ કોઇએ મારા રાજ્યમાં પશુવધ કરવો નહિ. આ ઉપરાંત ગુરૂવાર જે મારો ગાદીએ બેસવાનો દિવસ છે તે દહાડે અને રવિવાર જે મારા મહાન પિતાનો જન્મ દિવસ છે તે બંને દિવસે પશુવધ આખા રાજ્યમાં બંધ કરૂં છું." તમામ પશુઓનો વધ અટકાવવાનું આ ફરમાન શું બતાવે છે? માત્ર એટલુંજ કે ઇસ્લામ ધર્મથી પણ પશુવધ માન્ય નથી. તો પછી ગૌવધ જે ધર્મ ઉપરાંત દેશના અને પોતાના જાતહિતને માટે પણ ન થવો જોઇએ તે તો બંધ હોયજ તેમાં નવાઇ શું? મુસલમાનના ધર્મસ્થળ અરબસ્તાનમાં પણ ગૌવધ થતો નથી, હજીમમાં પણ તે બંધ છે. જૂના વખતમાં જ્યારે રોમ અને ગ્રીસનો આધાર આપણી માફક ખેતી ઉપરજ હતો ત્યારે ત્યાં પણ ગાય અને બળદને જો કોઇ મારી નાખે તો તેને ... થતી. પ્રોફેસર વિલ્સન જેણે સંસ્કૃત ભાષાનો ઉત્તમ ... છે તે કહે છે કે ગાયને ધર્મને બહાનેજ પૂજવામાં હિંદુઓ ... કરે છે. કારણ કે

ગાયમાં એવા ઉત્તમ ગુણો રહેલા છે કે તે

મુસલમાનોએ પણ ગૌવધ ન કરતા

બતાવ્યા મૂકી આપણા સત્તાકર્તા ખ્રિસ્તિઓએ

રણ તપાસીએ. સેંટપોલ કહે છે કે ગૌમાંસથી

વિકાર નષ્ટ થાય છે તેથી અને તે ખાવાથી આ દુનિયાના અન્ય

ના ભાઇઓની લાગણી દુઃખાય છે તેથી તેનો ત્યાગ કરવો જોઇએ.

સસ ક્રાઇસ્ટના આ દૂતના ફરમાનથી વિરૂદ્ધ વર્તી તેઓ કયામતને દિવસે પાક પરવરદિગારને શું જવાબ આપશે! વળી ગૌમાંસ આરોગ્યતાને કેટલું નુકસાનકર્તા છે તે આપણે જોઇએ. ગાયનું માંસ ઘણું ગરમ છે અને આ દેશની હવા ઇંગ્લાંડ કરતાં વધારે ગરમ હોવાથી તે વધારે ગરમ પડે છે. વિદ્વાન ડાકટર ડીલામેર પોતાના "Wholesome Fare" નામના પુસ્તકમાં કહે છે કે ગૌમાંસ પાચન કરવું બહુ મુશ્કેલ છે; તેથી તે ખાતાં બહુજ સંભાળ રાખવી જોઇએ. તે માત્ર પચાવવામાંજ ભારે છે એમ નથી પણ તેમાં એક જાતનાં ઝીણાં જંતુ થાય છે તે તનદુરસ્તીને બહુ નુકસાનકર્તા છે એમ ડાકટર પાર્કસ પોતાના "Practical Hygiene" નામના ગ્રંથમાં લખે છે. આયુર્વેદમાં ગાયનાં માંસના ગુણ દોષ લખતાં લખ્યું છે કે ગૌમાંસથી દૂર રહેવાનું મોટામાં મોટું એક કારણ એ છે કે તેથી વાતશ્લેષ્મ દર્દની વૃદ્ધિ થાય છે, જે રોગની અકસીર દવા મળવી મુશ્કેલ છે. આ પ્રમાણે જેનાથી ભયંકર દર્દ થાય તેનો ઉપયોગ કરી મરણને શરણ થવાનો ઉપાય પોતાને હાથે કરવો તે કરતાં વધારે મૂર્ખાઇભરેલું શું કહેવાય? હમણા ઇગ્લાંડ અને જર્મનીમાં વિદ્વાન ડાકટરોએ બારીકીથી તપાસ ચલાવી સિદ્ધ કર્યું છે કે માંસ અને તેમાં વળી ગાયનું માંસ તનદુરસ્તીને અનેક રીતે હાનિકારક છે અને તે તપાસને પરિણામે ઇંગ્લાંડમાં "Vegetarian Society" ઉત્પન્ન થઇ છે અને જર્મનીમાં ઘણા લોકોએ માંસ ખાવું તદન છોડી દીધું છે. ડૉકટર આર્મેટ્રોંજ લખે છે કે "ઇગ્રેજ સોલ્જરો માંદા પડી હિંદુસ્તાનથી આ દેશમાં પાછા ફરે છે તેમને તપાસતાં તેમના રોગનું મુખ્ય કારણ જંતુવાળા ગૌમાંસનો ભક્ષ છે." હું નથી ધારતો કે ખ્રિસ્તિઓને પણ ગૌવધથી દૂર રહેવાને આથી વધારે મજબૂત દલીલ આપવાની જરૂર હોય.

ઉપર જે કાંઇ કહેવામાં આવ્યું છે તે ઉપરથી દેશ અને સરકારનું ધ્યાન નીચેની બાબત ઉપર ખેંચવા પૂરેપૂરી જરૂર છે:—

તનની ખેતી જે પડતી દશામાં આવી પડી,
વધારે ખરાબ થતી જાય છે તે સુધારવા
જે ગાય તેનું રક્ષણ કરવું એ રાજ્યકર્તાની ફરજ છે.
જેમ પ્રદર્શન થાય છે અને તેની જાત સુધારવા
ન ઘટતું ધ્યાન અપાય છે તેમ ગાય અને બળદનાં પ્રદર્શન થવાં
જોએ અને ઉત્તમ પ્રકારના બળદની ઉત્પત્તિ કેવી રીતે થાય તેના ઉપાય યોજવા જોઇએ.

૩. વેપારની નજરે જોતાં પણ ગાયનું સંરક્ષણ કરવું એ અવશ્યનું છે. કારણ કે આ દેશથી ઘઉં અને રૂ ઇગ્લાંડ જાય છે અને તે બંનેની ઉત્પત્તિનો આધાર ગાય ઉપર છે. માટે ગાયનું સંરક્ષણ એ દેશની દોલત અને આબાદી વધારવાનું સર્વોત્તમ સાધન છે.

૪. ગાયને જીવતી રાખવાથી થતા લાભ અને મારી નાખવાથી થતું નુકસાન ગણતરીથી સિદ્ધ કરી આપેલ હોવાથી અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે પણ ગાયનો વધ ન થવો જોઇએ.

પાંજરાપોળમાં આવતાં અપંગ પ્રાણીની રક્ષા કરવી તેટલીજ માત્ર આપણી ફરજ છે એમ આપણે સમજવું ન જોઇએ. પણ ઘરડા, શક્તિહીન અને અપંગ જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવાના ઉપાય યોજવા જોઇએ.

વળી આપણા ધાર્મિક અને ન્યાયી નામદાર મહારાજાસાહેબના નેક રાજ્યમાં કોઇ સ્થળે પ્રાણીઓને ઉપદ્રવ તો છેજ નહિ અને તેથી આ સ્ટેટમાં તેના સંબંધમાં આપણને બહુ મુશ્કેલી નથી અને તેટલા માટે જો આપણે ઉત્સાહથી આ કામ કરીએ તો પરિણામ સંતોષકારક આવ્યા વિના રહે નહીં.

માટે આપણે ત્યાં આવે તે પ્રાણીઓને પાળવા ઉપરાંત અન્ય પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું પણ અટકાવવા ઉપાય યોજવા તે આપણી ફરજ છે અને તેમ કરવાને ઐક્યતાની જરૂર છે—કારણ કે ઐક્ય વિનાની અનૈક્યતાથી કશું બની શકતું નથી. માટે આવા કાર્યમાં એક બીજાની મદદની બહુ જરૂર છે અને તેટલા માટે પ્રાણી સંરક્ષણ કિંચિત્ માત્ર જે આપણે કરીએ છીએ તે ઉપરાંત બીજી આવી મંડળીઓને આપણાથી બનતી મદદ કરી પ્રાણી ઉપર ગુજરતો જુલમ અટકાવવાની બાબત સરકારના ધ્યાન ઉપર કેમ મૂકાય તે વિષે પત્ર દ્વારાએ વિચાર

બચાવવો જોઇએ કારણ કે તેમ થતા બિન
તેટલી દયાની લાગણી છતાં શું કરી શકવાના
જ્યારે જોશે કે હિંદુસ્તાનની પ્રજા એકત્ર થઇને .. હાલત
સજીવન કરવાને, પ્રજાને સુખ, શાંતિ અને આબ.. ..ા લાવવાને
પોતાના માટે નહિ પણ આખા દેશના લાભ માટે આ હીલચાલ કરેછે
ત્યારે અને ત્યારેજ આ અગત્યની બાબત ઉપર તે ધ્યાન આપશે અને
યોગ્ય ઉપાય યોજશે. અને આમ આશા રહેવાનું મજબૂત કારણ તો એ
છે કે ખુદ મુંબાઇ જેવા સરકારી રાજ્યના મધ્ય સ્થળમાં પણ આવી
મંડળી છે અને સરકારી અમલદારો તેમાં ભાગ લે છે અને તેના સં-
બંધમાં અમુક કાયદા પણ છે.

સદ્‌ગ્રહસ્થો? મેં આપને લાંબો વખત રોકયાછે અને હજી આ-
થી પણ વધારે વખત રોકું તો મેં ગેરવાજબી કર્યું કહેવાય. તેટલા મા
ટે છેવટે મારી એટલીજ પ્રાર્થના છે કે હિંદુ, મુસલમાન, પારસી અને
ખ્રિસ્તિ સર્વે નાત જાત અને ધર્મની લાગણીને બાજુએ મૂકી ગાયનું સં-
રક્ષણ જે અમુક ધર્મનાજ માણસોનું નહિ પણ પ્રજા સમસ્તના હિતની
વાત સમજીને, અને ખેતી, વેપાર અને રાજ્યનો ઉત્કર્ષ તેના બચાવમાં-
જ રહેલો છે એમ માનીને ભ્રાતૃભાવથી એક બીજાને હાથોહાથ મદદ
કરવા તત્પર થાઓ. અને પરમ કૃપાળુ પરમેશ્વર આવા કાર્ય કરવાને
આપને શક્તિ અને ઉત્સાહ આપો, અને આપે માથે લીધેલા આ મહાન
કાર્યમાં ફત્તેહમંદીથી પાર ઉતારો.

બેસી જતાં પહેલાં છેવટે મારી એટલી વિનતિ છે કે આ નિબંધ
ઉપરથી મુંગા પ્રાણીનું રક્ષણ કરવું એ દરેક માણસની ફરજ છે, પોતાનું
અને પોતાના દેશનું હિત તેમાંજ સમાએલું છે, આવું મહાન કાર્ય કરવા
માટે આ સભા બહુ નાના પાયા ઉપર હોવાથી તેને વધારે મજબૂત પા-
યા ઉપર મૂકવાની જરૂર છે, એમ આપને લાગતું હોય તો આ સભા સા-
થે જોડાઇ આપની લાગણી દેશહિતકારી કામમાં બતાવો. અને અબોલ,
નિરાધાર, નિરપરાધી પશુની જેટલી બની શકે તેટલી વાર કરો અને
આમ થશે તોજ હું માનીશ કે મારૂં બોલવું નાખુશ અને નિરૂત્સાહી કાન
ઉપર નથી પડયું, અને કરેલી મહેનતનો બદલો સંપૂર્ણ રીતે મને
મળ્યો છે.

કમતરીન સેવક.

નાગરદાસ મૂળજી હું.

પરસીયન ટીચર બાર્ગી વખ્તુબા ચેરીટેબલ હાઇસ્કૂલ, મોરબી.

ાનાં મન ઉપર ઘણી સારી અસર થઇ
૯ ા બાદ નિબંધકારની સૂચના પ્રમાણે કેટલાક
સદ્ગૃહસ્... ામ મેમ્બર તરીકે દાખલ કરવા ઇચ્છા જણાવી
હતી, અને ..રન્યાયાધિશ સાહેબ રા. લક્ષ્મીચંદ વાહાલજી જેઓ
આવા કાર્યમાં સદા આગળ પડતો ભાગ લેછે તેમણે આ નિબંધ પોતાને
ખર્ચે છપાવી ફેલાવો કરવા ઇચ્છા બતાવી હતી.

વીરચંદ મૂળજી ધ્રુવ.

સેક્રેટરી

મુંગા પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી.



## પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું

## વાર્ષિક રિપોર્ટની ટુંક

આ સભા સને ૧૮૯૪ માં સ્થાપન થઇ હ.
મ્બરો છે તેમાં ૧૧ પહેલા ક્લાસમાં, ૧૨ બીજા ક.
ત્રીજા ક્લાસમાં છે. પહેલા ક્લાસની વાર્ષિક ફી ત્રણ રૂપિઆ, બીઃ
સની એક રૂપિઓ, અને ત્રીજા ક્લાસની અર્ધો રૂપિઓ છે. આ સ
ઉપરાંત મેમ્બર શિવાયના ગામના સંભાવિત ગૃહસ્થો તેના કામકાજમા
પ્રસંગોપાત સારો ભાગ લે છે.

મેમ્બરોની ફી એજ માત્ર સભાની આવક છે એમ નથી એ સિવાય રૂના ઘોકડા ઉપર વેપારી લોકોએ એકમત થઇ અમુક લાગો નાંખી આપ્યો છે જેની આ વર્ષે ૧૦૨૫ રૂપિયા ઉપજ થઇ હતી.

આ સભાના ખર્ચે અમુક અપંગ પ્રાણીને પાળવાની પણ ગોઠવણ કરવામાં આવેલી છે અને બીજા પશુ ઉપરાંત ગત વર્ષમાં–૩૬ ગાયો હતી તેમાં વધારો થઇને આજ સુધી બીજી ૨૪૮ ગાયો આવી હતી તેમાંથી ૧૮૦ સારી થતાં બીજી જગોએ ચરવા મોકલી અને ૬૮ રોગથી મરી ગઇ, તેથી હમણાં ૩૬ ગાયો છે. અને તેની ચાકરી માટે આ સભાના ખરચે ત્રણ માણસો રાખવામાં આવેલ છે.

આ સભાનું લવાજમ, રૂનો લાગો, તથા બીજી પરચુરણ આવક થઇને કુલ આવક રૂા. ૧૨૯૨–૭–૦ ની થઇ હતી અને તેમાંથી ખાણ, દવા તથા માણસોના પગાર વગેરે ખર્ચના રૂા. ૬૬૫–૭–૯ બાદ જતાં રૂા. ૬૨૬–૧૫–૩ હાલ સિલકમાં છે. આ સિલકના રૂપિઆ અહીંના મુખ્ય વેપારીઓની દુકાને વ્યાજે મુકવામાં આવે છે.

વીરચંદ મુળજી મુ.

સેક્રેટરી.

મુંગાપ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી મોરબી.

ભારતમાં નીચે પ્રમાણે કહેલું છે

हि फलं, गोषु यज्ञाः प्रतिष्ठिताः
भव्यं भूतंच गोषु सर्वं प्रतिष्ठितम् ॥ १ ॥
ते प्रजाश्चैव पयसा हविषा तथा
एता मा तनया श्चापि, कृषियोगमुपासते ॥ २ ॥
जनयंति च धान्यानि, बीजानिविविधानिच,
ततो यज्ञाः प्रवर्तन्ते, हव्य कव्यंच सर्वशः ॥ ३ ॥
सर्वे वेदाश्च देवाश्च, तीर्थानि कृतवोर्णवाः
वसन्त्येव गवा मंगे, अतस्ता मंगलप्रदा. ॥ ४ ॥

ભાવાર્થ—ગાયો યજ્ઞોનું ફલ છે, ગાયોને વિષે યજ્ઞ રહેલા છે. ભુત અને ભવિષ્ય ગાયોજ છે, અને સર્વ ગાયોમાંજ રહેલું છે. ૧

ઘી, દુધ અને દહી વિગેરેથી પ્રજાનું પોષણ ગાયોજ કરે છે, અને ગાયોના પુત્રો કૃષિયોગથી પ્રજાનું પોષણ કરે છે.

તેઓજ કૃષિયોગથી અનેક પ્રકારના ધાન્યો અને બીજોને ઉત્પન્ન કરે છે, અને તે હવ્ય કવ્યથીજ જગતમાં યજ્ઞો કરાય છે. ૩

સર્વે વેદો અને દેવતાઓ સર્વ તીર્થો અને સર્વે સમુદ્રો ગાયો અંગોમા રહ્યા છે, માટેજ ગાયો કલ્યાણ કરનારી છે. ૪

